

श्री गणेशाय नमः

# કનક-કેશરી નાટકનાં

## ગાયનો.



રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર

**શ્રી વાંકાનેર નૃસિંહ નૌતમ નાટક સમાજ**

વેચાણ લેનાર

**વિઠ્ઠલદાસ હેમરાજભાઈ ભાવનગરવાળા એન્ડ કો.**

**શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક**

**મુ. કરાચી.**



હિતેચ્છુ પ્રેસમાં હરિલાલ વાલજી ઠાકરે છાપ્યું,—કરાચી.

આવૃતિ બીજી — ૩૦૦

સંવત ૧૯૭૩ — ૧૯૧૭

કીંમત ૦—૨—૦



# કનક-કેશરી નાટકનાં મુખ્ય પાત્રો

## પુરૂષ પાત્રો

કનકસિંહ.......કુસુમપુરના ચક્રવર્તિ મહારાજા.

કુસુમસેન ......કનકસિંહની જુની રાણીનો કુમાર; કુસુમપુરનો યુવરાજ

કીર્તિસેન ......કનકસિંહની નવી રાણીનો કુમાર

કેશરીસિંહ......કુંદનપુરનો રાજા, કનકસિંહનો ભાઈ

કૌટિલ્યસિંહ.....કુસુમપુરનો મુખ્ય મંત્રી

કલ્યાણસિંહ....કનકસિંહનો વફાદાર સરદાર

ક્રુરસિંહ.........કુંદનપુરનો પ્રધાન

કિશોર.........ક્રુરસિંહનો પુત્ર

ચક્રનેમિ ......કુંદનપુરનો એકટીંગ નાયબ દી.

રીંછલજી.....કુંદનપુરનો નિવાસી, એક પૈસાદાર [illegible] અવળી કેળવણીથી બનેલો [illegible] સુ[illegible] સાથી પાછળથી ચપલાનો થએલો પતિ.

તદુપરાંત દરબારીઓ સીપાઈઓ મારાઓ વિગેરે

# સ્ત્રી પાત્રો

**ભાનુમતિ**.....કનકસિંહની નવી રાણી, કુમાર કી[illegible]ની સગી માતા

ભાગીરથી....કેશરીસિંહની રાણી

**કુળાવતી**.....કૌટિલ્યસિંહની કુમારી, અને કુસુમ કુમારની પ્રણયિની

**ચપલા**........**એક** વિધવા ખવાસણ, પાછળથી બનેલી સિંહજીની સ્ત્રી

કુંતલા.........ચપલાની વિદુષી કન્યા

તદુપરાંત–સાહેલીઓ કંચનીયો નાયકાઓ વિગેરે.

સ્થળઃ—કુસુમપુર, કુંદનપુર, વિરામપુર નૈમિષારણ્ય, અને તેની નિકટનો પ્રદેશ.



श्री हरि ॐ परंब्रह्म परमात्मने नमः

# કનક-કેશરી નાટકનો

## ટુંક સાર.



### પ્રારંભ પ્રાર્થના

### અંક પહેલો.

---

**પ્રવેશ ૧લો રાજ દરબાર**—રાજ્યા રોહણના શુભ પ્રસંગ પર: આવા વિશાળ રાજ્યના રાજા બનાવવા સંબંધી રાજા કનકસીંહ તથા કુમાર વિગેરેની પ્રભુ પ્રાર્થના યુવરાજ કનકસીંહના રાજ્યા રોહણના આનંદ,—પિતાને પગલે પગલે ચાલી પ્રજાને પુર્ણ સુખશાન્તિથી સાચવવા સંબંધી રાજ્યા રૂઢ રાજાનાં પ્રતિજ્ઞા વચન રાજાપ્રજાની ઐકયતાનું દિગ્દર્શન, મુખ્ય મંત્રી કૌટિલ્યસીંહ, અને મુખ્ય સરદાર કલ્યાણસીંહ વચ્ચે "દરબાર ભરવાના ધારા" સંબંધી વિવેચન નાયકાઓનાં નૃત્યગાન રાજા પ્રધાન વચ્ચે ઉપજેલું વૈરનું ઝનુન પ્રિયતમની પધરામણી પર રાણી ભાનુમતિના વીર-હોદ્દગાર પ્રિયતમ પ્રિયતમા વચ્ચેના પ્રબળ પ્રેમોદ્દગાર.

**પ્રવેશ ૨જો ચપલાનું મકાન**—વિધવાપણાની વિપત્તિથી કંટાળતી અને સરખી વયની સૌભાગ્યવતિ સુંદરી યુવતિઓનાં સુખભોગ ભાળી સંતાપ પામતી ચપલાના અંતઃકરણના બળાપાના ઉદ્દગાર ઊંધી કેળવણી લઇ "પોથીમાંના રીંગણાં" જેવા પંડિત બનેલા નકલી સુધારાના સાથી અને ચપલા પર આસક્ત થએલા સીંહલજી નું આવવું, પોતાની પંડિતાઇ અને પ્રપંચાઇનું ગોટાળા ભર્યું ગાડું ગગડાવવું, અને યોગ્યવયે આવેલી કુંતલાના વરની શોધ કરવાનો નિશ્ચય કરીને જવું–

**પ્રવેશ ૩જો કેશરી ભુવન**—નાયકાઓના નાચરંગ સાથે શરાબો-તાનમાં ગુલતાન બનેલા, અને કૌટિલ્યતાના ભોગ થએલા કેશરી-સીંહના પોતાના મોટા ભાઇ કનકસીંહ પ્રત્યેના કુટિલ ઉદ્દગાર મહારાજા કનકસીંહનો પત્ર લઈ કુસુમપુરથી નન્દા દાસીનું આગમન પત્રપાઠ કરતાંજ કેશરી ક્રોધાયમાન—નન્દા પર અત્યાચાર રાણી ભાગીરથીને હાથે નન્દાનો બચાવ સાધ્વી ભાગીરથીના સ્વસ્વામિ પ્રત્યે કુટુંબકલહ નહિં આદરવાના આવશ્યકિય ઉદ્દગાર કેશરીએ તેનો કરેલો તિરસ્કાર અને અવશ્ય યુદ્ધ આરંભવાનો નિરધાર

**પ્રવેશ ૪થો—કૌટિલ્ય ભુવન**—મહારાજા કનકસીંહે કરેલા અપમાનનો ભીષણ પ્રતિશોધ લેવા સંબંધી કૌટિલ્યસીંહના કૌટિલ્ય ઉદ્દગાર, કળાવતીનો સાહેલીઓ સંગે વાણી વિનોદ, સમ વયસ્કા સખીઓની ઠંડી ઠઠોલી, કુમાર કુસુમસીંહ અને કલાવતીનું પ્રણય

મિલન-તથા ઉભયે એકી સાથે નિરધારેલું સમર ભુમિનું ગમન-

**પ્રવેશ ૫મો—ચપલાગૃહ**-કુંતલા-કિશોરનો માર્મિક પ્રણય વિનોદ અને અરસપરસ એક બીજા સાથે પરણવાની લીધેલી પ્રતિજ્ઞા. સિંહલજીનું આગમન, કાપટ્યમુર્તિ કુંતલાનું વિલક્ષણ વર્તન અને કુંતલાને નિહાળી સીંહલજીના અંતઃકરણનું થએલું પરિવર્તન ચપલા સાથે કુંતલાના વર સંબંધી વિવેચન. સીંહલજીની મુર્ખાઇ પર ચપલાને થએલો ક્રોધ,-ઉભય વચ્ચે ઉપજેલો વિરોધ—.

**પ્રવેશ ૬ઠો—સમરભુમિ**- કનકસીંહની યુદ્ધ શિબિર-રણભુમીમાં અગાઉથી આવી પહોંચેલા કળા-કુસુમના રાજપૂત જાતિ સંબંધીના અસરકારક-ઉદ્દગાર- કેશરી અને કનકનો સમરસ્થલમાં ભેટો,-"ભાઇ ભાઈ વચ્ચે ભીષણ યુદ્ધ આરંભી નાહક નિર્દોષ યોદ્ધાઓનાં રૂધિરો નહિ રેલાવવા સંબંધી" રાજા કનકસીંહના કેશરીસીંહ પ્રત્યે—

"ધિક્કાર લાખોવાર એ અન્યાયના સંગ્રામ છે.
લક્ષણ નહિ એ ક્ષત્રિનાં પણ નીચ નરનાં કામ છે.
ક્ષત્રિ કુલ ગૌરવ ત્યજી નવ અસત પંથે ચાલવું,
કરી કીર્તિ અથવા વીરતા કાં સ્વર્ગમાં અંતે જવું."

વગેરે વગેરે બોધ વચન, કેશરીએ તેનો અસ્વીકાર કરવાથી જાગેલો ભીષણ સમરાનલ, એ વક્ર કૌટિલ્યસિંહે શિબિરમાં લગાડેલો.

દાવાનલ, કટાકટીના કારી સમયમાં રાણી ભાનુમતિ તથા બાળક કુમારને લઇ રક્ષણાર્થે કલ્યાણસીંહનું પ્રયાણ, અધર્મ યુધ્ધે કેશરીનો વિજય—

ટેબલો

## અંક પહેલો સમાપ્ત

---

# અંક ૨જો.

---

**પ્રવેશ ૧લો અરણ્ય**—અધર્મ યુદ્ધથી જય પામેલા કેશરીસિંહનું સ્વ સૈન્ય સહ નીકળવું અને કનકસિંહનો જીવતા યા મુએલો પણ પોતાની સમક્ષ રજુ કરવા કૌટિલ્યસિંહને રવાના કરી, પોતે કુસુમપુરમાં સ્વસત્તા સ્થાપનાર્થે જવું.

**પ્રવેશ ૨જો**—સળગેલી શિબિરમાંથી ભાનુમતિ વિગેરેને સહીસલામત લઈ ગુપ્ત સ્થાનમાં કલ્યાણસિંહનું આગમન, રાણીનું આક્રંદ; કુમાર કુસુમને શોધતા બાવરા બનેલા રાજા કનકસિંહનું પણ આગમન, કુમારને શોધી નિર્ભય સ્થાને મુકવા માટે વીર કલ્યાણસિંહનું પ્રયાણ, અને વિધી કૃતિને માન આપતા મહારાજા કનકસિંહનું રાણીને આશ્વાસન આપી ગુફા પ્રત્યે ગમન. બાદ તેમની શોધ કરતાં કૌટિલ્યસિંહનું આવાગમન, તે દરમ્યાન કુમારને સુર-

ક્ષિત કરી વીર કલ્યાણસિંહનું પણ અત્રે પ્રત્યાગમન, સૈન્ય સાથે કૌટિલ્યને આવેલો જોઇ કલ્યાણસિંહને ઉપજેલું ક્રોધવર્ષણ, કૌટિલ્ય અને કલ્યાણ વચ્ચે વિતંડાવાદ. વફાદાર વીર કલ્યાણની અલૌકીક વફાદારી, અને કૌટિલ્યની ધારણામાં તેણે પહોંચાડેલી ભયકર ખુવારી.

## ટેબ્લો

**પ્રવેશ ૩જો ચક્રમસિંહની ઓફિસ**—કુંદનપુરના એકટીંગ નાયબ દીવાન ચક્રમસિંહને ત્યાં સિંહલજીએ ચપલા પરના પોતાના લેણાની માંડેલી ફરીયાદ, ચક્રમ અને સિંહલજી વચ્ચેનો રમુજી વિતંડાવાદ, ચપલાના ચપલ ચક્ષુ બાણથી ચક્રમ ભેજાના ચક્રમસિંહની બુદ્ધિ બરબાદ. અને બીજી મુદત પર મુલતવી રાખેલી સિંહલજીની ફરીયાદ.

**પ્રવેશ ૪થો અરણ્ય**—બાલક કુમાર કીર્તિસિંહ સાથે અરણ્યમાં ભુલી પડેલી વન્દા દાસી આક્રંદ કરે છે. તે દરમ્યાન કેશરીસિંહ સૈન્ય સાથે ત્યાં આવી તેની પાસે પ્યારની માગણી કરે છે. અને કનકસિંહનો પક્ષ તજી પોતાના પક્ષમાં આવવા અનેક પ્રકારે સમજાવે છે. વન્દા એકની બે ન થવાથી તેને કેદ કરી લઇ જાય છે.

**પ્રવેશ ૫મો અરણ્ય**—ઘનઘોર અરણ્યમાં પદચ્યુત થએલાં, રાજા, રાણી, કર્મની બુરી કહાણી, રાજાજ્ઞાથી કલ્યાણસિંહનું રાણી સાથે કોઇ નિર્ભય સ્થાનમાં પ્રસ્થાન—કેશરીનું ભાઇને શોધતાં શોધતાં

આગમન–બન્ને ભાઇનું પુનર્મિલન ઉભય વચ્ચે અસર કારક સંવાદ—બાદ ભીષણ રણ સંગ્રામ—દરમ્યાન દીવાની સ્થિતિ માં ભાનુમતિનું આગમન–ભાભી દીયર વચ્ચે પુનઃભયંકર સંગ્રામ બીજી બાજુથી કુમાર કુસુમસિંહનું માતાની મદદે આગમન–કુસુમ દ્વારા કેશરી, અને કૌટિલ્યદ્વારા કુસુમ ઘાયલ.

## ટેબલો

**પ્રવેશ ૬ઠો**—કોરટે ચડેલા સિંહલજીનું એક વખત ઘરમેળે ચપલા સાથે સમાધાન કરવા માટે ચપલા ગ્રહે આગમન–કુંતલા–કિશોરના પ્રણય મિલનનો નાટય પ્રયોગ–અને કિશોરે ભજવેલો અત્તર ગુલાબવાળાનો સ્વાંગ, પ્રિયા–પોપટનો આંતરિક ઉમંગ–સીંહલજીની મુર્ખાઇનો પુનઃ જામેલો રંગઢંગ, ફરીથી સિંહલ, ચપલા વચ્ચે જાગેલો જંગ.

**પ્રવેશ ૭મો વિરામપુરશા કલ્યાણસીંહનું મકાન**—આપર માતાની મદદે જતાં જખ્મી થએલા કુમાર કુસુમસીંહને આરામ માટે કળાવતી પોતાના ગુપ્ત નિવાસમાં સોંપી કલ્યાણસીંહનું પુનઃ પોતાનાં રાજા રાણીની સેવા માટે અરણ્યપંથે પ્રયાણ–કુસુમસીંહની પિતૃભકિતનું અલૌકીક પિછાણ, પ્રણયી પ્રણયિનીના પવિત્ર પ્રેમની પરસ્પર લ્હાણ, બાદ ક્રુર કૌટિલ્યસીંહનું અચાનક આગમન, કુસુમ કળાનાં વીરત્વ વચન પિતા પુત્રી વચ્ચે ભયંકર યુદ્ધ અંતે એ પ્રેમી પંખીને ક્રુર કેશરી આવી પહોંચતાં થએલું બેડી બંધન.

## ટેબલો

# અંક બીજો સમાપ્ત

૭૦૬૫

શ્રી

# અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧લો—અરણ્ય—**ઘનઘોર અરણ્યમાં રાણી ભાનુમતિનો હૃદય ભેદક વિલાપ—રાજા કનકસીંહ અને રાણી બન્ને બેભાન, રાજા રાણીની એ ભીષણ પરિસ્થિતિ પર વીર કલ્યાણસીંહનો કરૂણામય પોકાર—અને,

" દશાના દોર દારૂણ દુર્દશાએ દુઃખનો દરિયો,
કસોટી કાજ કર્મ ભુમિમહીં શ્રી શંભુએ ભરિયો,
કંઈ આનંદ મંગલને કંઈ વરસાદ અશ્રુનો,
હસે છે કોક વ્યકિત ત્યાં રડે છે કોઇ વ્યકિતઓ:— "

દશાના દારૂણ દોર સંબંધી અસરકારક ઉદ્ગાર—સીપાઈ દ્વારા કુસુમ—કળા કેદ થયાના મળેલા સમાચાર, બાદ રાણીને નિર્ભય સ્થાનમાં સેવા સુશ્રુષા માટે કલ્યાણ લઇ જાય છે. તે દરમ્યાને બેભાન થએલા રાજા કનકસીંહના હાથમાંથી હથીઆર છીનવી લઇ દોલિતસીંહ તથા કુસસીંહ કુટિલતાથી તેને કેદ કરી લઇ જાયછે.

**પ્રવેશ બીજો—નાયબ દીવાન ચક્રમસીંહની ઓફીસ—**ઓફીસના કારકુનોથી કંટાળેલા નાયબ દીવાન ચક્રમસિંહનું પતાવાળા પર રમખાણ—શરાબીખાનમાં ગુલતાન—નાયકાઓ સાથે નચાવેલાં નાચગાન, ચપલાએ આવી ચલાવેલાં ચપલ ચક્ષુબાણ સીંહલજીના

કેસનું ખમસાણુ અને આખરે સિંહલ-ચપલાના કરેલા હસ્ત મેળાપનું કોરસપાણુ-"

**પ્રવેશ ત્રીજો—કેશારી ભુવન**-કરેલાં મોટી ક્રુર કાર્યોથી કોટિલ્યને થતો આંતરિક પશ્ચાતાપ, કેશરીએ તેને કરેલી કેદ, કુસુમ કુમારને કેશરીના હુકમથી દેહાંત દંડની સજા, કલાવતી અને મન્દા દાસીને દેહાંત દંડની સજા તથા ન્હાના કુમાર કીર્તિસીંહને પૃથ્વી પર પટકાવી મારતાં ભાગીરથી રાણીએ કરેલો બચાવ—

**ટેબ્લો**

**પ્રવેશ ૪થો—જંગલ**-સીપાઇઓ કુસુમ કુમારને મારવા જાય છે તે દરમ્યાન સાધુના લીબાસમાં વીર કલ્યાણસીંહ આવી પહોંચી ઉપદેશના પ્રચંડ મારથી તેમની મતિ ફેરવી નાખે છે. સેતાનોનું સાધુઓના રૂપમાં પરિવર્તન થાય છે.

હજારોનાં ગળાં રેંસી, પ્રપંચી પેચમાં પેસી,
કતલ નિર્દોષની કરવી, બળી એ નોકરી કરવી.—૧

તજીદઇ પ્રાણુની પરવા, કદી જઇએ અમે મરવા,
છતાં માલીક બે પરવા, બળી એ નોકરી કરવી.—૨

કરી પ્રાણુા હુતિ કરીએ, કદર જ્યાં થાય ના ડરીએ,
નિરંતર રોદણાં રડીએ, બળી એ નોકરી કરવી.—૩

પરાધિન પિંજરે પડીએ, પરિણામે રડી રહીએ,
ખુની થઇ નિત્ય નિસરીએ, બળી એ નોકરી કરવી.—૪

વગેરે શબ્દોથી એવી અત્યાચારની નોકરી નહિ કરવા સખ્ત પ્રતિજ્ઞા બે છે કલ્યાણસીંહ તેઓને તથા કુમારને લઇ પોતાના ગુપ્ત સ્થાનમાં જાય છે.

બાદ કલા તથા વન્દાને લઈ મારાઓ મારવા આવે છે દિવાની બની પતિ પુત્રને શોધતી ભાનુમતિને વન્દાનો વિલાપ થાય છે. મારાઓને તેઓ કરગરે છે છતાં ક્રુર હૃદયમાં દયા ન આવતાં તેઓ કૃપાણ ચલાવે છે તેટલામાં શ્રીમતિ ભાગીરથી આવી સર્વેને બચાવી લઇ જાય છે.

**પ્રવેશ ૫મો—જેલખાનું**-ઉન્મત દિવાની દશામાં જેલખાનામાં કનકસિંહ! દશા અને સમયની બલિહારી સંબંધી તેના સજ્જડ ઉદ્દગાર, કેશરીનો પદ સંચાર,—કનક—કેશરી વચ્ચેનો અંતિમ સંવાદ, કેશરી કનકને પોતાનું મસ્તક નમાવી શરણે થવા ફરજ પાડે છે. ત્યારે કનકસીંહ—"એક અવીનાશી સીવાય અન્ય કોઇ ને કનકસીંહનું મસ્તક નમશેજ નહિ" એવો જવાબ વાળે છે. જેથી ગુસ્સે થઈ કેશરી તેને એકદમ કતલ કરવાનો ક્રુરસીંહને હુકમ કરે છે દરમ્યાન કુસુમ—કલ્યાણસીંહ વગેરે આવી પહોંચી કેશરી સાથે યુદ્ધ કરીને તેને કેદ કરે છે.

## ટેબલો

**પ્રવેશ ૬ઠો ચપલાનું મકાન**—કિશોરની રાહ જોતી કુંતલાના વિરહોદગાર—કિશોર—કુંતલાનો રમુજી પ્રણય મિલાપ-ગપગેઝેટ વાંચતાં વાંચતાં સિંહલજીનું આગમન તે દ્વારા પિતાના મરણનું

કિશોરને પડેલું પિછાણુ—પિતા પાછળ પ્રાણ વિસર્જન કરતો કિશોર અને કિશોર પાછળ પ્રાણાર્પણ કરતી કુંતલાને જોઇ ચપલાને થએલી ગભરામણ—અમરસીંહજી એક યુકિત અજમાવી, કિશોર-કુંતલાના પ્રાણ બચાવે છે. અને ઉભયના હસ્ત મીલાપ સાથે સીંહલજીનું "ઇતિશ્રી નાટય પુરાણ"......નું પારાયણ સમાપ્ત થાય છે.

**પ્રવેશ ૭મો રાજ દરબાર**—કુમાર કુસુમસીંહને રાજ્યાસનપર બેસાડી પ્રજાજનોને રાજા પ્રજાની ફરજ સમજાવી, આ અસાર સંસારથી કંટાળેલો કનકસીંહ સન્યાસ લઇ જવા નીકળે છે. કુસુમ કુમાર કેદીઓનો ન્યાય થતાં સુધી તેને રોકે છે પિતાની હાજરીમાં કુસુમ કેદીઓનો ન્યાય કરે છે. કૌટિલ્યસીંહને દેહાંત દંડની સજા ફરમાવવામાં આવતાં તેના અંતઃકરણના અપાર પશ્ચાત્તાપના શબ્દો સાથે કળાવતી રજુ થાય છે. અને પ્રાણેશને વિનવી પિતાની સજાની ક્ષમા અપાવે છે. બાદ કેશરીને કારાગ્રહની સજા ફરમાવતાં તે અહંકારી રાજા કટાર ખાઇ આત્મઘાત કરી મરવા તૈયાર થાય છે દરમ્યાન તેના પિતા—મહારાજા હિરણ્ય બાહુનું રૂહ અંતરિક્ષે જણાતાં તેના પ્રભાવે કેશરીને પોતાનાં કૃત કાર્યોનું ભાન થવાથી અપાર પશ્ચાત્તાપ સાથે પિતાની અસદ ગતિ ટાળવા માટે કુમાર કીર્તિસીંહને પોતાની કુંદનપુરની ગાદી સોંપી મોટા ભાઇ કનકસીંહ સાથે નૈમિષારણ્યમાં તપ આરંભવા નિશ્ચય કરે છે. દરમ્યાન ભાગીરથી, ભાનુમતિ તથા કુમાર કીર્તિ સીંહ અને વન્દાદાસી સાથે હાજર થાય છે તેમને જોઈ સર્વના

અંતરમાં હર્ષ થાય છે બાદ પ્રધાન કૌટિલ્યસીંહ પણ ભવિષ્યનું જીવન પ્રભુ ભક્તિમાં ગાળવાની ઈચ્છાથી કુસુમ કુમારના હસ્તમાં કુમારી કળાવતીનો હસ્ત સોંપી વનવાસી સંન્યાસી થવા **તૈયાર** થાય છે. કલ્યાણસીંહને તેની સેવાની કદર કરી મુખ્ય **પ્રધાનપદ**— તથા વન્દાના વંશજોને રાજ તિલકની સત્તા સોંપવા સાથે **કુસુમ** કળાના હસ્ત મેળાપ સાથે અમારા આ નાટય **પ્રયોગની** સમાપ્તિ થાય છે.

शान्तिः शान्तिः शान्तिः



# કનક-કેશરી નાટકનાં ગાયનો

## નાન્દી-મંગળાચરણ.

બાળાઓ— ૧

વંદું વિમળ વિશ્વારામ
જયશ્રીરામ, જયલલામ, રાજીવરામ પરશુરામ
ન્યારી ન્યારી કૃતિ નીરખી શ્યામ.......વંદુ૦
નભ, નગ, નદ, નક્ષત્ર નામ
વિશ્વ વારિધિ વિમળ ધામ
અજર અમર હર જગધર હર હર પ્યારા અભિરામ...વંદુ૦

કંચનીઓ— ૨

નીરે નીધપમ પધગમ પરે ગરે રેગ પધનીમ
પધગમ પરે ગરે નીસા........
સાનીધનીરે સાનીધનીરે ગનીરે ગપરે ગપ
ધનીધપમરે સાનીસા
તનન તનન દીમ નાદીર દીર દીમ દીમ નત નત નન તન
દારે દારે દીમધે તનનનધે તન અલી લીલીમ
કીર્તિ કમલ પ્રફુલ્લ રહો, યાવચ્ચંદ્ર દીવા કરો.

નેક ટેક નૃપવર શક્તિ દિન પ્રતિદિન દ્વિગુણીહો
ગેતીર. કીટ તકતા કતાં ગેગે દીન નમ ધેતા ગીન તરાનધા
દીના કીટીત ગેતીર કીટતક તકીટધા—( ૨ )

ભાનુમતિ— ૩

પિયુજી પ્રાણુ પ્યારા પધાર્યા પ્રેમાળ
અંતરના લાલ રસિક રસીયા રસાળ........પિયુજી૦
વસંત વિશ્યે વ્હાલા વિરહી વિહરીયા
આવો હૈયાના હેતે હિંચોળું હું લાલ........પિયુજી૦
કથની વિરહની કહું કંઇ વરણવી
પ્રણમું પાયે પડું પ્રિતમજી વ્હાલ.......પિયુજી૦

કનક ભાનુ— ૪

કનક–"રાણી તું મ્હારી છે પ્યારી સુખકારી સન્નારી
ગોરી ગુણરાણી ગુલઝાર
ભાનુ–"છોડોજી હાથ મુજ સાથ તજો એવી વાત
બીજીને બતાવો પ્યાર–"....રાણી૦
કનક–"ના રીસાવો રાણી આવો"
ભાનુ–'દુર જાઓ ના સતાવો."
કનક–"રાણી સુજાણુ માનિની માન."
ભાનુ–"જી ન જાચો........રાણી૦

ભાનુ—" જાઓ જીવન મન મુઝાયે
છોડી દો મચ્છકાશે બાંયે "
કનક—"જાઓ જીવન મન મુંઝાયે
તો ન પડશો ફરીથી પાયે."
ભાનુ—" ના જાઓ જીઆવો; રીઝાવો મનાવો
આતમદારા દીલદાર "........શાણી૦

ચપલા— ૫

હાંરે કોને કહેવી વિધવાની આવી વિપત્તિ
વિધવાની વિપત્તિ વિધવાને વિતતી......હાંરે કોને૦
વિધવા વનિતા વિકારી વિનાની
સ્વામી વિનાની બગી જીંદગાની........હાંરે કોને૦
સંસારનાં સુખ વૈભવ સંપત્તિ
વિધવા સ્રીને મન હોળી સળગતી........હાંરે કોને૦

ચપલા— ૬

"ચિત્ત ચોર છો ચકોર સલુણાજી શામળા
લટકાળાજી વાહ લહેરી લાલાજી વાહ
કરી કુંતલાનું કામ વ્હેલા વળજો વિરામ"
સિંહલજી—"રસીલી રામા ભોળી ભામા કારી કટાક્ષની તેં
મારી કટરીયાં, અહા પ્યારી મારી કટરીયાં

કંચનીઓ— ૭

શરાબે અરગવાનીસે પયાપય જામ ભર ભરદે
તેરે કુરબાન અયસાકી નશેમેં મસ્ત કર કરદે
પીલાકર મય ભુલા દેતા હુય દીલસે ગમહે આલમ કે
તેરે કદમો પેસાકીરંદ કયું કર સરન ધર ધરદે
શરાબે નાબકી તારીફ કયા હે હમસે અયકામીલ
મીટાકર જો ગમીકો શાદ ગાની દીલમેં ભર ભરદે

કેસરી ૮

સમશેરો ચમકાવી શત્રુને હંફાવી જીતી સંગ્રામ
ક્ષણુ ભરમાં રણુ સ્થળમાં અરિદળમાં સર્વના ઝુકાવી માન
શત્રુ દળને જઇ સદ નમાવો જાલીમ જુલ્મ જમાવો જમાવો
બહાદુરી બળને બતલાવો પુરી કરી ખુવારી
સૃષ્ટિ આ સારી ધ્રુજાવી ભારી જીતો સંગ્રામ

કળાવતી— ૯

મનહર મુદભર મધુરી મીટ માંડી નેત્ર ત્રાસ્યાં
પ્રિય પ્રાણુ તોય ન આવ્યાં
વિરહી વિપલ પણુ જુગ સમ જાયે
અંતર પ્રિય વીણુ અતિ ગભરાયે
તનમાં મનમાં લાગી લાહ્ય પ્રજળે કાયા.......પ્રિયુ૦

શરદ ચંદ્રિકા સુહાય શુભ્ર કેવી ખીલી
વળી વનવાટિકામાં વૃક્ષલતા કેવી ખીલી
કળી કુમળી કુસુમની કાન્તિવાળી કેવી ખીલી
મૃદુ યૌવનની બહાર મ્હારી તેવી ખુલી

—વિરહી વિપદ૦—

કુમાને સાહેલીઓ— ૧૦

સા—" વાહ વાહ નાનકડી નાજુક નાર
શરમાતી ના ચાલી આ સાહેલી "
કુ—" જાઓ સતાવો નહિં નાહક બનાવો
જાણી જાણી ટળો અહિંથી વ્હેલી "
સા—" આવે રસીક વર જો અલબેલી
મીટ માંડી રહી જ્યાં મહધેલી "
કુ—" પત્થર પ્રતિમા સમી જણાઓ
નાહક શાને મ્હને બનાવે "
સા—" જાણી રંગીલી રસીલી છબીલી "
કુ—" વૃથા શાને બનાવો શરમીલી "........વાહ વાહ૦

કુસુમ— ૧૧

પ્રાણથી પ્યારી, સરલસારી, મૃદુમુરલી,
ઈશ્વરે જડી મઇ, જડી ગઇ હાં—"

કળા—" અલબેલા ભાંમ આવો, રસીલાજી રીઝાવો
મીઠા અણુમોલી મીલાવો, ઉર્મિ અંતરની છલકાવો
સ્વાતિક જળ વિણુ ચાતક જયમ હું તલપું છું
પ્રિય પ્રાણુ વિના— "

કુ૦—" કુરબાન સદા નિજ પ્રાણુ કરે,
પ્રણુયિ પ્રણુયિની પરેજ મરે"

કુંતલા— ૧૨

જંગ જોબનનો જાલીમ જમાવું હું
મન મોહનને માનથી મનાવું હું
પ્યારા પંખીજી પ્રેમ પિંજરે પુરી દઉં
મારી નયન બાણુ એ અજાણ્યાને વિંધી દઉં,
ઝુલું હું ઝુલાવું ડોલાવું યૌવનનો બ્હાર હું—જંગ૦

કુંતલા— ૧૩

મળજો જરૂર માણીશું મોહન મારા
પ્રેમી પંખીજી પ્રેમ કુંજમાં પ્યારા...મળજો૦
આનંદ આનંદ આજ અતિ મ્હારે
પ્રેમ અમૃત રસ રેલીએ પ્યારા—"

કિશોર—શોભાની લાલીને લેતી તું લલનારે
પ્યારી પંખિણી તેં પ્રેમબાણુ માર્યાં " મળજો૦

૧૪

ચપલા—ગેટ આઉટ ગમાર, ચલ લુચ્ચા ચમાર
વ્યભીચાર કરનારને ધિક્કાર છે,
સીંહલજી—"આઇ એમ જેન્ટલ મેન વૃથા બોલે છે વેણુ,
લાયબલ કેસ કોરટે જનાર છે... ગેટ—
સુરત સુંદર છે, બંદા વીર નર છે,"
ચપલા—"શું શું તું નર છે? નાના ખચ્ચર છે.
બુરા કામી કુકર્મી ધિક્કરા છે.
સીં૦—"બંદા તારા માથાના સરદાર છે"....ગેટ

કેશરીને તેનું સૈન્ય— ૧૫

હાં જંગી શેરો શત્રુને ચોતરફ ઘેરો
લશ્કરને આગળ ઘેરો ઘાલીને સંગ્રામે સર્વેને હણો
સમશેરો જોરદાર ચમકાવો તેજદાર
દુશ્મનનો કારભાર મીલાવો ખાકસાર—હાંજંગી૦
દેખાડો જોર દોર શત્રુઓ ગોર ઓર
શરમાવી શત્રુ દોર જમાવો જંગી જોર—હાંજંગી૦

અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

---

ભાનુમતિ— ૧૬

ભયંકર ભવરણુ ભીતિ પ્રદ ભાસે
રાજ નિવાસી થઇ હું વનવાસી
થાય શુન્ય આ હૃદય દુઃખથી તવાઇ
વિધીએ દશા કીધી થયાં સુખ ન્યારાં
વિપત્તિઓ સહુ ક્યારે ટળે ?
જીવન ખારૂં લાગે પ્રિયજન વિણુ હવે—ભયંકર૦

કનક— ૧૭

પ્રભુથી પ્રાપ્તિ સુખની જ્યાં ત્યાં પણ દુઃખની ઘડી
વિવાહો ઉત્સવ થતા જ્યાં ત્યાં જણાયે મૃત્યુની ઘડી
આવતી આફત વીર મરદ પર
નામરદો પર આફત ક્યાંથી ?
ખોટ ખરાબા સખીજન ઉપર
કંજુસ જન પર જહેમત ક્યાંથી ?
ગ્રહણ બને છે ચંદ્ર સુરજથી
તારલીઓની શક્તિજ ક્યાંથી ?

મન્દા— ૧૮

રવડું શતહીન રાન વિભુ દયા ધર
ક્રિરતાર કૃપા કર
ભટકું ભયાનક ભવસરે ભૂધર દયા ધર—ક્રિરતાર૦
છ માસનું સંતાન છે આ હાલ નજર ધર—ક્રિરતાર૦
ભમું છું બ્હાવરી બની હું કંદરે કંદર—ક્રિરતાર૦
મેળાવ મહારાજને મઘવેશ માયાકર—ક્રિરતાર૦

ભાનુ— ૧૯

મેળાવો કોઇ માયાળુ મારો લાલ,
બાલુડાને નીરખે નયન કયા ?
હાય કોને હું સુણાવું રે પુરા હાલ—મેળાવો
હિમ્મત હૈડે ના રહે, હૈયું ફાટી જાય,
આફત આ સ્હેતાં અરે, તનડું ત્રાસી જાય
ક્યાં શોધું ! ક્યાં પામું ! રે મારો લાલ—મેળાવો

કુંતલા— ૨૦

ઠીક કીધી ઠઠોલી પ્રાણ પ્યારા, નયનના તારા,
વારી જાઉં જીવન મુજ પ્રાણ,
શાણા શોખીલા શ્યામ મારા–ઠીક

કિશોર–“ દીપકશી દીપતી દારા હું પતંગ પ્રાણી છું,
પ્રિયા તું બંસરી ને હું કુરંગ પ્રાણી છું.”

કુંતલા—"નહિંજી નાથ તમે નરવર હું નારી છું.
પ્રભુસમ પ્રાણુ તમે પામર હું નારી છું
વાહજી દીલદાર વાહ વાહ—
કિશોર—"મધુરી મુરલી તું હું પન્નગ પ્રાણી છું,
દેવીતું દૈવીદારા હું મનુજ પ્રાણી છું."
કુંતલા—"પિયુ પોપટ તમે પ્રિય પ્રાણુ શુકી નારી છું.
દયાના દેવ તમે એ દેવની હું નારી છું"
કીશોર—"વાહજી ગુલ્જાર વાહવાહ—ઠોક

નાયકાઓ— ૨૧

પિયરવાકી પ્યારી રસીલી જીયા ન્યારી ન્યારી ન્યારી
સુધ બુધ ખોકર ભાઇ હું બાવરીયા
સાંવરે તોરી દેખકે સુરતીયાં
રંગીલે રસીલે મનહર તોરે નયન
દેખે બિન આવે નહિ મોહે સુખ ચયન
તલસાવે મોરા જીયા લલચાવે મોરા જીયા

કળા— ૨૨

જીવન વિશ્રાંમ લ્યો, એવી નકામી વાત વિસારી
કદી સુખ તો કદી દુઃખ છે, વિરંચીની કૃતિ ન્યારી

કુ૦—કળાપ્યારી પ્રિયા મારી ખરે ન્યારી કળા ત્હારી
મૃદુ મુર્તિ મનોહારી મને કીધો તેં આભારી

કળા૦—નબોલો નાથ એ વંણો ભવોભવની હું દાસી છું
પ્રભુ પ્રિય પ્રાણ મ્હારા આ પ્રભુની હું ઉપાસી છું

## અંક બીજો સમાપ્ત.



# અંક ત્રીજો.

કેનક—　　　　　　　　　૨૩

પ્યારી પ્રમદાને પ્રભુજી બચાવોરે
સદ્ગુણી સતીને નહિ સતાવોરે——પ્યારી૦
ચંદ્રવદની ચારૂકાન્તિ ચતુરાને બચાવોરે
સુંદરી સુભગા સતિ અહા ! પ્રિયપતિની છે અતિ
પ્યારી૦૦

સિંહ-ચપલા—　　　　　　　　૨૪

ચાલો ચાલો રસીક રમાવર પુજું પાય તમારા
માનસ સરના રાજ હંસ થઇ મુક્તા ફળને પ્રરશો
દેવ હૃદય વસનારા મ્હારા——ચાલો૦
સીં૦—ધન્ય દીવસ છે આજ અમારો
ચ૦—પ્રેમી પતિ અબળાને તારો
સેવા સ્વીકારીને પાપ નિવારો
સીં૦—નીશદિન ચાહું પ્રાણ——ચાલો૦

કેશરી—　　　　　　　　　૨૫

આજ ગઇ વિપત્તિઓ વણુસાઇ
કર્મ ગતિ મ્હારી ન્યારી ન્યારી પ્યારી પ્યારી
છળ બળથી કીધીજ સવાઇ

ઉરની ઉમેદ પુરી કીધી કળબળમાં
કીર્તિ, દીપ્તી, શક્તિ, ને શ્રી મળી ગઇ અપાર
વિજયની વધાઇ——આજ૦

કુસુમ— ૨૬

દશા થઇ આ શી પ્રભુ મ્હારી
અલગ થઇ અલબેલી પ્યારી
કળા થઇ ગઇ શશીથી ન્યારી
થયો ક્રુર આ નિર્દય શું કામ ?
વિધાતા તુજ કૃ ે ન્યારી થઇ ખ્વારી.......દશા૦
જગધર જગહર તું છે પાલક ટાલક સોનો
મુજ પર કર દયા, વિભુ કરતું મયા, દીનદાસ આ,
વિશ્વાસાર, વિશ્વાધાર, વિશ્વમાં વસી રહેનાર....દશા૦

ભાનુ— ૨૭

ક્યાં મળે પ્રાણુ જીવન પ્યારા
ધરણીએ સુત ક્યાં છે મ્હારા
પ્રભુ ભક્ત વત્સલ કાં બિરદ ચુકો
અઇ ધર્મ ધુરંધર ધર્મ ચુકો
સ્વામી સુત મેળાવો મ્હારા——ક્યાં૦

કનક— ૨૮

જીવન પલટાઈ જાવાનું ખરે અંતે ખરી જવું
એથી બહેતર છે આખર કે ભલાઈમાં મરી જાવું
કલેવર ખાકથી નિપજ્યું ખરેખર ખાક થાવાનું
વિરાગી રાગી કે ભોગી ભલા ભુંડાને જાવાનું
વૈરાગ્નિમાં પ્રજળવું એ ખરેખર હોળીમાં બળવું
ટીલી કાળી લઈ ફરવું ભલું એથી અધિક મરવું

૨૯

કુંતલા—" છોડો છોડો પિયુજી કર દોડો
શરમાવો ના ભોળીનાર
કિ૦—" અલબેલી રંગીલી તું છે પ્યારી "
કું૦—" છે ન્યારી પ્રીત તમારી છોડોજી દીલદારી
વિલાસી, હુલાસી, લાલાજી, જાઓજી—છોડો—
કિ૦—" મીઠી મુર્તિ આ ત્હારી ઠસી ગઇ દીલમાં
વસી તન મનમાં "
કું૦—" તન અતિ છલકાય મન મલકાય અંતર માંહ્ય
કંઇ કંઈ થાય, મદન વ્યથાય—છોડો૦

૩૦

સીંહુલ ચપલા અને કિશોર કુંતલા

થઇ ગઇ સઉની શાદી યાતી મટી બરબાદી
આતો બની આબાદી ઇચ્છા પુરી થઇ છે આજ
ઠીક જોડી મળી હાં પ્રણય કળી ખીલી
નાચો ગાવો આવો ધુમ મચાવો ને આપસમાં આજ

સર્વે— ૩૧

વિજય જય જય વિશ્વે વરત્યો
સુર્ય કુળ માર્તંડ પ્રગટયો
શ્રીપતિ શ્રીકાર કરજ્યો
કિરતાર, પાલનહાર, ગુણઆગાર, સૌ સુખ સારતું
તું હીજ્યોતિ, તું વિભુતિ વિશ્વમુર્તિ પ્રાણપ્યારા
સર્વ સાક્ષી સૌથી ન્યારા——વિજય૦

शान्तिः शान्तिः शान्तिः



### ગુમાવેલું પુરૂષાતન પ્રાપ્ત કરવા માટે

# બાદશાહી ટૉનીક પીલ્સ

લોહી નબળું પડી જવાથી વીર્યનું પાતળું પડવું, નબળું દાસ્તાન, દમની કમતાકાત, ફીક્કો ચહેરો, નબળાઇથી થતો માથાનો દુખાવો, શરીરની સાધારણ નબળાઇ, ભુખનું જતું રહેવું, (અજીર્ણ) ચક્કર આવવી વિગેરે ઉપર આ દવા અક્સીર છે. ઘણીજ અક્સીર છે.

**જવાન બાનુઓ:**—નબળી અને માંદી બાનુઓને બાદશાહી ટોનીક પીલ્સ (ગોળીઓ) વાપરવાથી નવી તંદુરસ્તી અને નવું કૌવત આવે છે. ફીક્કા ગાલો, તેજ વગરની આંખો, ચાલવાની આંખો, વિગેરે માટે આ પીલ્સ લેવાથી જુવાનીનું જોર, ગુલાબી ગાલો અને નવું યોવન પાછું આવે છે.

**મરદો માટે:**—આ બાદશાહી ટોનીક પીલ્સનો કોઇ હરીફજ નથી. તમે હજારો શક્તિની ગોળીઓ વાપરી હશે પણ કાયમનું પુરૂષાતન મેળવી ન શક્યા હો તો જરૂર બાદશાહી ટોનીક પીલ્સ વાપરી ખાત્રી કરી જોશો. બાદશાહી ટોનીક પીલ્સ અતીશય વિષય ભોગ, અગર કોઇ પણ દર્દથી તુટી ગએલું તન પાછું મજબુત બને છે. લોહીમાં જીવન શક્તિ વીજળીની ઝડપે લાવે છે. ટુંકમાં એટલુંજ કે મરદો તેમજ બાનુઓને એક સરખી રીતે લાગુ પડે છે અને નવીજ તંદુરસ્તી અને ચંચળાઇ તેનામાં પાછી લાવે છે.

કીંમત ફક્ત ગોળી ૮ની ટ્યુબના રૂા. ૦—૮—૦ } પો. જુદું.
,, ,, ગોળી ૪૦ની ટ્યુબના રૂા. ૨—૦—૦ }

દરેક દવા વેચનારા પાસેથી ખરીદતી વખતે ખરૂં નામ બાદ શાહી ટોનીક પીલ્સ વાંચી ખરીદવું.

સોલ એજન્ટ:—**સી. સી. મહાજન એન્ડ કું.** શેખમેમણ સ્ટ્રીટ મુંબઇ.

# જાહેર ખબર

અમારી કંપનીનાં ભજવેલાં નાટકોની [illegible] ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી [illegible] રોકડેથી મંગાવનારને મોકલવામાં આવશે.

| ચોપડીનું નામ | કીંમત. |
|---|---|
| બીલ્વમંગળ ઉર્ફે સુરદાસ ... ... | ૦—૨—૦ |
| શ્રી ભક્તિ વિજય ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભક્ત ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ-માણેક ... ... ... ... | ૦—૨—૦ |
| મનોહર-મેના ... ... ... ... | ૦—૨—૦ |
| યોગ કન્યા ... ... ... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી ... ... ... | ૦—૨—૦ |
| જોહરે શમશીર... ... ... ... | ૦—૨—૦ |
| શ્રી જયમતી ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃ પિતૃ ભક્ત પુંડરીક ... ... | ૦—૨—૦ |
| ઉર્વશી-પુરૂરવા... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી... ... ... ... | ૦—૨—૦ |
| જેસલ તોરલ ... ... ... ... | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ ... ... ... | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રવીણ-સાગર ... ... ... ... | ૦—૨—૦ |
| કનક-કેશરી ... ... ... ... | ૦—૨—૦ |

**માલીક-વી. એચ. મનીપુરીઆ એન્ડ કો.**

**શ્રી વિજય મોતમ નાટક સમાજ.**